# પ્રસ્તાવના

---

કોઈ પણ દેશનું સાહિત્ય એ તે દેશની સંસ્કૃતિનું ચિહ્ન ગણાય. અમુક દેશમાં સંસ્કૃતિ કેવી અને કેવા પ્રકારની હતી વા છે, એ જાણવું હોય તો તે દેશનું સાહિત્ય જોવું. સાહિત્ય પ્રાયશઃ દેશ અને દેશનાં અંગઉપાંગોમાં ઓતપ્રોત રહેલું હોય છે. પણ સાહિત્ય એટલે શું? એનું શુદ્ધ લક્ષણ આપવું એ તો બની શકે એમ નથી. કારણ, ગમે તેવું વ્યાપક લક્ષણ બાંધવામાં આવે તોપણ તે સર્વથા દોષરહિત હોય વા થાય એ સંભવિત નથી. કોઈ ઠેકાણે અતિવ્યાપ્ત તો કોઈ ઠેકાણે અવ્યાપ્ત તે રહેવાનું જ. માત્ર અસંભવદોષ રહિત હોય તો કંઈક ઠીક. આ પ્રમાણે સ્થિતિરીતિ છે, એટલે **કોઈપણ દેશના ઉચ્ચમાં ઉચ્ચ અને ઉદાત્તમાં ઉદાત્ત આશય વા વિચારનું તદનુકૂળ ભાષા અને શૈલીમાં પ્રકટીકરણ એને આપણે સાહિત્ય** કહીશું તો બહુ બાધ નહીં આવે. સર્વથા કોઈ પણ પ્રકારની ચમત્કૃતિ હોય તો બસ. કોઈક સ્થળે તે આશય વા વિચારનિબદ્ધ હોય છે, તો અન્ય સ્થળે તે ભાષા વા શૈલીમાં નિબદ્ધ હોય છે.

જેમ દેશમાં સંસ્કૃતિ વિશાળ, વિસ્તૃત અને નાનાવિધ તેમ તે દેશનું સાહિત્ય પણ વિશાળ, વિસ્તૃત અને નાનાવિધ હોય છે. ભાષા અને શૈલી પણ તત્તદ્ વિચાર વા આશયને અનુકૂળ વિવિધ અને વિલક્ષણ હોય છે. આથી કરીને સાહિત્ય અનેકવિધ હોય છેઃ ભાષાસાહિત્ય, શૈલીસાહિત્ય, આશયસાહિત્ય, વિચારસાહિત્ય કોઈકમાં વિચારાદિ સૂક્ષ્મતત્ત્વનું એટલે મધ્યમાનું પ્રાધાન્ય હોય છે, તો અન્ય સ્થળે તત્પ્રદર્શક ભાષા વા શૈલીનું એટલે વૈખરીનુ પ્રાધાન્ય હોય છે. વળી કેટલાંક સુંદર સ્થળોમાં ઉભય સમાન, અનુરૂપ અને સશ્લિષ્ટ હોય છે. વસ્તુતઃ આને જ ખરૂ સાહિત્ય કહેવાય, પણ તેમ માનવામાં સાહિત્યનું ક્ષેત્ર અતિશય સંકુચિત થઈ જવા સંભવ છે, અને

સાહિત્યમાં ખપતા જતા લેખો પણ લક્ષણુગઢિનિર્ક્ષિપ્ત થવા સંભવ છે, માટે જ આપણે ઉપર જે વ્યાપક લક્ષણ બાંધ્યું છે તેને જ અનુસરીશું

સાહિત્યના મુખ્ય વિભાગ બે પડી શકે: એક ગદ્યસાહિત્ય અને બીજો પદ્યસાહિત્ય. નાટકાદિમાં ઉભયનું મિશ્રણ હોય છે. ઇતિહાસ, ગણિત, વિજ્ઞાન અને એવા જ બીજા વિષયનું સાહિત્ય પ્રાયશઃ ગદ્યબદ્ધ હોય છે, કાવ્યનાટકાદિનું પ્રાયશઃ પદ્યબદ્ધ વા ઉભયબદ્ધ હોય છે. પણ આર્યદેશનું સર્વ વિષયનું પ્રાચીન સાહિત્ય પદ્યમાં જ રચાયલું છે એ એની વિલક્ષણતા અને તેથી તે વિશેષ ઉપકારક છે. પદ્ય ગદ્ય કરતાં સહજમાં સ્મૃતિમાં આરૂઢ થાય છે, અને કંઠે કરવામાં વિશેષ સહેલું પડે છે. આ પ્રમાણે સાહિત્યની રચના અનેક પ્રકારની હોય છે, પણ તેનો વિશિષ્ટ વિચાર અત્ર પ્રાપ્ત નથી સર્વ કોઈ દેશમાં જ્યાં સંસ્કૃતિ સકિંચિત્ પણ જોવામાં આવે છે ત્યાં સાહિત્ય પ્રાયશ: પદ્યમાં જ આવિર્ભૂત થએલું હોય છે આ આવિર્ભાવનુ નિદાન રસમાં વા હૃદયના આવેશમાં વા વિચારના ઉદ્રેકમાં રહેલું હોય છે રસિક અને ઉત્કૃષ્ટ વિચારો જ્યાં ઉત્કટતાની કોટિમાં પ્રવેશે છે કે તરત જ સ્વાભાવિક રીતે હૃદય ક્ષુબ્ધ થાય છે, અને તેના વેગનું વાણીના અંતિમ બે સ્થૂળ વિભાગ સાથે આસ્ફાલન થાય છે, અને સહજ વૈખરીમાં વિકૃતિ થઇ તે પદ્યરૂપે બહાર આવે છે ગદ્ય સાહિત્યની દશા જુદા પ્રકારની હોય છે એમાં પ્રાયશઃ રસિકતા વા હૃદયના આવેશને બહુ અવકાશ નથી હોતો. એમાં બુદ્ધિનું પ્રાધાન્ય હોય છે. ગદ્ય સાહિત્ય પ્રાયશ: બુદ્ધિસ્પૃષ્ટ હોય છે ત્યારે પદ્યસાહિત્ય હૃદયમાં સ્ફુરિત હોય છે આ વિષયની મીમાંસા અત્ર અપ્રાસંગિક છે એટલે દિક્ માત્ર દર્શાવી અહીં જ વિરામ લેવો પડે છે

ગુર્જર સાહિત્ય, વિશેષત પ્રાચીન ગુર્જર સાહિત્ય, પદ્યબદ્ધ વા પદબંધ શૈલીમાં જોવામાં આવે છે કારણ સ્પષ્ટ છે. લોકો શ્રદ્ધાળુ, ભોળા, નિષ્કપટી, સાદા, અને ધાર્મિક હોવાને લીધે અને ખાવા-પીવાની વા પહેરવા ઓઢવાની વા મોજમઝાની બાબતમાં અતિ

ઉદાસીન હોવાને લીધે તેમનું સાહિત્ય પદ્યમાં જ હોય એ સ્વાભાવિક છે. એષણાઓથી બહુ બળેલા વા તપ્ત નહીં એટલે માત્ર પ્રભુ-ભજનમાં જ એ લોકોએ પોતાના ઉદ્‌ગારો કહાડેલા અને સંતોષમાં જીવિત નિર્ગમન કરેલું; તેમ દેવદર્શન, કથાશ્રવણાદિ નિત્ય અને નિયમિત હોવાને લીધે પણ એમનું સાહિત્ય હૃદયસ્પૃષ્ટ હોઈ પદ્યબદ્ધ જ હોવુ જોઈએ. ગદ્ય તો માત્ર રાજ્યલેખોમાં વા શિલાલેખોમાં વા લોકોનાં નામાં ઠામાં વગેરેમાં એટલે ખતપત્રો, રોજમેળ, હુંડીઓ વગેરેમાં હોય છે, પણ એને સાહિત્ય ભાગ્યે જ કહેવાયઃ કારણ, એમા કાંઈ ઉચ્ચ આશય વા વિચાર નથી હોતો, કે નથી હોતી એમાં કાંઈ ભાષા વા શૈલીની વિશિષ્ટતા માત્ર રોજના વ્યવહારનો એમાં નિર્વાહ હોય છે ત્યાં ઉભયને ક્યાં અવકાશ હોય ?

ગુર્જર ગદ્યસાહિત્યની ઉત્પત્તિ આપણા પ્રસિદ્ધ પ્રેમશૌર્યાંકિત કવિવર નર્મદાશંકરથી ગણી શકાય. ત્યારપછીના અરસામાં તે ઠીક પ્રમાણમાં દષ્ટિગોચર થવા માંડયુ છે, પણ એમા ખરેખરૂ સાહિત્ય જેને કહીએ તે તો બહુ જ થોડુ સાથે સાથે નવીન પદ્યસાહિત્યની પણ ઉત્પત્તિ થઈ અને તેમા પણ એ જ પ્રમાણે સમજવુ કારણ એ જણાય છે કે આમાં સ્વાયત્ત વા સ્વપ્રેરિત અંશ બહુ થોડો હોય છે. ઘણુખરૂ પરપ્રેરિત એટલે પરદેશી વિચારાદિથી આવિષ્ટ હોય છે અંગ્રેજી રાજ્યના અમલથી અને એમના સાહિત્યના અભ્યાસથી દૃઢ થએલી ભાવનાથી આપણુ નવીન સાહિત્ય ઘણે ખરે અંશે રંગાયલું જોવામાં આવે છે. આ રંગ કાંઇક કાળ તો બહુ જ ચઢયો, પણ હમણાં હમણાં એમા ઉતરના પાણી થવા માંડવા છે; પરંતુ હવે બીજા પ્રકારના સાહિત્યે એની જગ્યા લેવા માંડી છે. બંગાળી લેખકોનાં ભાષાંતરો અને અનુકરણો પુષ્કળ થવા માંડયા છે તેમાં તેમની શૈલીનું પણ પુષ્કળ અનુકરણ થવા માંડયુ છે. એતદ્દેશીય શુદ્ધ, સાત્વિક સાહિત્ય બહુ જ થોડુ જોવામાં આવે છે.

આપણા પ્રાચીન સાહિત્ય તરફ હવે લોકોની દૃષ્ટિ જાય તો ઠીક. અંગ્રેજી સાહિત્યનાં અનુવાદ અને અનુકરણ ગુજરાતીમાં થયાં,

પણ તે ઘણે અંશે નિષ્ફળ નીવડયાં છે. લોકો અંગ્રેજી ભણ્યા એટલે મૂળને મુકીને અનુવાદને કોણ જુએ ? અંગ્રેજી રાજ્યની પ્રથમ પચીસીમાં જ્યારે લોકો બહુ ભણ્યા નહોતા ત્યારે વખતે એનો ખપ માલમ પડનો, પણ હવે તો એની બહુ જરૂર જણાતી નથી. પાશ્ચાત્ય સાહિત્યની દરેક દિશામાં લોકોની પ્રગતિ થવા માંડી છે, એટલે હવે તેનાં ભાષાંતરો વા અનુવાદોની જરૂર જણાતી નથી. અત્યારે આ સ્થિતિ છે. આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પ્રતિ સાક્ષરોની દૃષ્ટિ જાય એ સ્વાભાવિક છે. કારણ, એમાં લાભ ઘણો છે. એક તો ભાષાન્તર કરવું વા અનુવાદ કરવો એ સહેલું પડે, અને વિચારો તથા આશયોની ઉત્કૃષ્ટતા અને ચમત્કૃતિમત્તાને લીધે તેમ એતદ્દેશીય ભાવનાથી પરિપુષ્ટ હોવાથી લોકોમાં આદરણીય પણ થવા સંભવ છે. પ્રશ્ન માત્ર શૈલીનો રહે છે. પાશ્ચાત્ય ગદ્યસાહિત્ય એટલે પ્રાયશઃ નવલકથાનું સાહિત્ય શૈલીપરત્વે અતિશય મોહક અને આકર્ષક હોય છે. એ શૈલીમાં જો આપણું પ્રાચીન પદ્યબદ્ધ વા ગદ્યબદ્ધ વા ઉભયબદ્ધ સાહિત્ય આલેખવામાં આવે તો ખરેખર કાંઇક ફાયદો થાય, અને લોકોને ઉત્તમ સામગ્રીના બનેલા પદાર્થો પીરસી શકાય.

ધર્મ અને તત્ત્વજ્ઞાન બાજુએ મુકતાં કાવ્યનાટકાદિનું સાહિત્ય સંસ્કૃતમાં કાંઇ ઓછું નથી. નિર્ણયસાગરમાં મુદ્રિત થયેલી 'કાવ્યમાળા' જ લઈએ તો એમાં કેટલું બધું સાહિત્ય દૃષ્ટિએ પડે છે. એ સિવાય પ્રસિદ્ધ પંચકાવ્ય અને નાટકાદિ તો જુદાં. કથાસરિત્સાગરાદિનું સાહિત્ય પણ વિશાળ છે. આનો અનુવાદ જો ગુજરાતીમાં યોગ્ય શૈલીમાં થાય તો લોકોપકારક થવા સંભવ છે. અતિ નિકૃષ્ટ, તલસ્પર્શરહિત, નિષ્પ્રયુક્ત અને કોઇ પણ પ્રકારના ઢંગધડા વા ઠામઠેકાણા વિનાના પરપ્રેરિત સાહિત્યના અરસામાં આ દિશામાં જો કાંઇ પ્રયાસ થાય તો લોકોની વૃત્તિઓ કેળવાય અને પુનઃ આપણા ગુર્જર દેશમાં નવી આંખે જૂની મૂર્તિની પૂજા શરૂ થાય. પૂજાની સામગ્રી નવીન હોય તો કાંઈ બાધ નથીઃ મૂળે પૂજા

નવી જોઈએ. વખત એવો આવી ગયો છે માટે આમ કહેવું પડે છે. સંધ્યોપાસનામાં ઘણા કહેવાતા સાક્ષરો અને તે પણ બ્રાહ્મણો, આચમની આદિને સ્થાને કાચના વા ધાતુના ચહા પીવાના ચમચાઓનો અને રકાબીઓનો અને પ્યાલાઓનો ઉપયોગ કરતા અમે જોયા છે. ઘણે ભાગે તો સંધ્યાને બીડીએ જ મૂકી દીધી છે. પણ વળી કોઈને જરા લોકાપવાદની ભીતિ હોય ત્યાં આ દશા હોય છે. ખેર ! નવીન સામગ્રીથી પણ પ્રાચીન પ્રતિષ્ઠિત મૂર્તિઓની પૂજા થશે તોપણ ઘણું છે. એ પ્રાચીન મૂર્તિઓ તે આપણું કાવ્ય નાટકાદિ સાહિત્ય. તાત્ત્વિક અને ધાર્મિક સાહિત્યને હજુ વાર છે. રસિક અને ઉચ્ચ સાહિત્ય પ્રતિ એક વાર દૃષ્ટિ ફરે તો પછી એની મેળે તે પ્રતિ મોહ, અને પ્રેમ ઉત્પન્ન થશે. સિવાય આપણા સંસ્કૃત સાહિત્યમા પદેપદે ધર્મમિશ્રિત તત્ત્વ ભરેલું હોય છે, પછી તે કાવ્ય નાટકાદિનુ ભલે ને હોય ! ધર્મ એ તો અહીં આત્મા છે. સાહિત્યમાત્રનો એ સત્તાસ્ફુર્તિપ્રદાતા છે. એના વિના અહીં સાહિત્ય જ સંભવતું નથી, એથી એ તો અહીં ઓતપ્રોત સર્વત્ર ભરેલો છે. વૈશેષિક જેવા ન્યાયશાસ્ત્રના દર્શનનો આરંભ સુદ્ધાં ધર્મથી જોવામાં આવે છે. તાત્પર્ય કે ગમે તે પ્રકારે ધર્મને અંગઉપાંગે પરિપુષ્ટ કરવાનો આશય આપણા કવિ વગેરેનો હતો, અને તેથી જ આર્યાવર્ત ધાર્મિક રહ્યો હતો. એના પ્રતિ જેમજેમ ઉત્તરોત્તર અનાદર અને અભિરુચિ થવા માંડયાં, તેમ-તેમ લોકો ધર્મથી વિદૂર ને વિદૂર થતા ગયા, અને અત્યારે જે સ્થિતિમાં છે ત્યાં પહોંચ્યા છે. આને પ્રગતિ કહેવી કે વિપરીત ગતિ કહેવી એ સમજાતું નથી !

આ ગ્રંથના લેખક રા. ભાઈ નાનાલાલ સંસ્કૃત સાહિત્યના સારા અભ્યાસી છે, અને ગુજરાતી ભાષા ઉપર પણ એમનો કાબુ ઠીક છે. હૃદય રસિક અને સંસ્કારી છે. એમને આ વિચાર સ્ફુર્યો છે એ સર્વથા આદરણીય છે. એમાં કેટલે અંશે સાફલ્ય પ્રાપ્ત થાય છે એ તો હવે જોવાનું છે. જો સાફલ્ય પ્રાપ્ત ન થાય તો એમાં અમે લેખકનો

પણ તે ઘણે અંશે નિષ્ફળ નીવડ્યાં છે. લોકો અંગ્રેજી ભણ્યા એટલે મૂળને મુકીને અનુવાદને કોણ જુએ ? અંગ્રેજી રાજ્યની પ્રથમ પચીસીમાં જ્યારે લોકો બહુ ભણ્યા નહોતા ત્યારે વખતે એનો ખપ માલમ પડનો, પણ હવે તો એની બહુ જરૂર જણાતી નથી. પાશ્ચાત્ય સાહિત્યની દરેક દિશામાં લોકોની પ્રગતિ થવા માંડી છે, એટલે હવે તેનાં ભાષાંતરો વા અનુવાદોની જરૂર જણાતી નથી. અત્યારે આ સ્થિતિ છે. આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતે આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પ્રતિ સાક્ષરોની દૃષ્ટિ જાય એ સ્વાભાવિક છે. કારણ, એમાં લાભ ઘણો છે એક તો ભાષાન્તર કરવું વા અનુવાદ કરવો એ સહેલું પડે, અને વિચારો તથા આશયોની ઉત્કૃષ્ટતા અને ચમત્કૃતિમત્તાને લીધે તેમ એતદ્દેશીય ભાવનાથી પરિપુષ્ટ હોવાથી લોકોમાં આદરણીય પણ થવા સંભવ છે. પ્રશ્ન માત્ર શૈલીનો રહે છે. પાશ્ચાત્ય ગદ્યસાહિત્ય એટલે પ્રાયશઃ નવલકથાનું સાહિત્ય શૈલીપરત્વે અતિશય મોહક અને આકર્ષક હોય છે. એ શૈલીમા જો આપણુ પ્રાચીન પદ્યબદ્ધ વા ગદ્યબદ્ધ વા ઉભયબદ્ધ સાહિત્ય આલેખવામાં આવે તો ખરેખર કાંઈક ફાયદો થાય, અને લોકોને ઉત્તમ સામગ્રીના બનેલા પદાર્થો પીરસી શકાય.

ધર્મ અને તત્ત્વજ્ઞાન બાજુએ મુકતાં કાવ્યનાટકાદિનું સાહિત્ય સંસ્કૃતમા કાઇ ઓછું નથી. નિર્ણયસાગરમાં મુદ્રિત થયેલી 'કાવ્યમાળા' જ લઈએ તો એમાં કેટલું બધુ સાહિત્ય દૃષ્ટિએ પડે છે. એ સિવાય પ્રસિદ્ધ પચકાવ્ય અને નાટકાદિ તો જુદાં. કથાસરિત્સાગરાદિનું સાહિત્ય પણ વિશાળ છે. આનો અનુવાદ જો ગુજરાતીમાં યોગ્ય શૈલીમાં થાય તો લોકોપકારક થવા સંભવ છે. અતિ નિકૃષ્ટ, તલસ્પર્શરહિત, નિષ્પ્રયુક્ત અને કોઇ પણ પ્રકારના ઢંગધડા વા ઠામઠેકાણા વિનાના પરપ્રેરિત સાહિત્યના અરસામાં આ દિશામાં જો કાઇ પ્રયાસ થાય તો લોકોની વૃત્તિઓ કેળવાય અને પુન આપણા ગુર્જર દેશમા નવી આંખે જૂની મૂર્તિની પૂજા શરૂ થાય. પૂજાની સામગ્રી નવીન હોય તો કાંઈ બાધ નથી મૂળે પૂજા

નવી જોઈએ. વખત એવો આવી ગયો છે માટે આમ કહેવું પડે છે. સંધ્યોપાસનામાં ઘણા કહેવાતા સાક્ષરો અને તે પણ બ્રાહ્મણો, આચમની આદિને સ્થાને કાચના વા ધાતુના ચહા પીવાના ચમચાઓનો અને રકાબીઓનો અને પ્યાલાઓનો ઉપયોગ કરતા અમે જોયા છે. ઘણે ભાગે તો સંધ્યાને ખીંટીએ જ મૂકી દીધી છે. પણ વળી કોઈને જરા લોકાપવાદની ભીતિ હોય ત્યાં આ દશા હોય છે. ખેર! નવીન સામગ્રીથી પણ પ્રાચીન પ્રતિષ્ઠિત મૂર્તિઓની પૂજા થશે તોપણ ઘણું છે. એ પ્રાચીન મૂર્તિઓ તે આપણું કાવ્ય નાટકાદિ સાહિત્ય. તાત્ત્વિક અને ધાર્મિક સાહિત્યને હજુ વાર છે. રસિક અને ઉચ્ચ સાહિત્ય પ્રતિ એક વાર દૃષ્ટિ ફરે તો પછી એની મેળે તે પ્રતિ મોહ, અને પ્રેમ ઉત્પન્ન થશે. સિવાય આપણા સંસ્કૃત સાહિત્યમાં પદેપદે ધર્મમિશ્રિત તત્ત્વ ભરેલું હોય છે, પછી તે કાવ્ય નાટકાદિનું ભલે ને હોય! ધર્મ એ તો અહીં આત્મા છે. સાહિત્યમાત્રનો એ સત્તાસ્ફુર્તિપ્રદાતા છે. એના વિના અહીં સાહિત્ય જ સંભવતું નથી, એથી એ તો અહીં ઓતપ્રોત સર્વત્ર ભરેલો છે. વૈશેષિક જેવા ન્યાયશાસ્ત્રના દર્શનનો આરંભ સુદ્ધાં ધર્મથી જોવામાં આવે છે. તાત્પર્ય કે ગમે તે પ્રકારે ધર્મને અંગઉપાંગે પરિપુષ્ટ કરવાનો આશય આપણા કવિ વગેરેનો હતો, અને તેથી જ આર્યાવર્ત ધાર્મિક રહ્યો હતો. એના પ્રતિ જેમજેમ ઉત્તરોત્તર અનાદર અને અભિરુચિ થવા માંડયાં, તેમ- તેમ લોકો ધર્મથી વિદૂર ને વિદૂર થતા ગયા, અને અત્યારે જે સ્થિતિમાં છે ત્યાં પહોંચ્યા છે. આને પ્રગતિ કહેવી કે વિપરીત ગતિ કહેવી એ સમજાતું નથી!

આ ગ્રંથના લેખક રા. ભાઈ નાનાલાલ સંસ્કૃત સાહિત્યના સારા અભ્યાસી છે, અને ગુજરાતી ભાષા ઉપર પણ એમનો કાબુ ઠીક છે. હૃદય રસિક અને સંસ્કારી છે. એમને આ વિચાર સૂઝયો છે એ સર્વથા આદરણીય છે. એમાં કેટલે અંશે સાફલ્ય પ્રાપ્ત થાય છે એ તો હવે જોવાનું છે. જો સાફલ્ય પ્રાપ્ત ન થાય તો એમાં અમે લેખકનો

દોર નહીં કહાડીએ, પણ લોકોના સસ્કારોનો અને તેમની ગ્રાહક-બુદ્ધિનો જ કહાડીશુ એ ? હમણા નહીં તો પાછ પચ્ચીસ વર્ષમાં પણ પરિવર્તન તો થવાનું જ, પણ હાલ તો માક્ષિવત્ જોયા કરવાનું છે, અને આના પ્રયાસો કવચિત્ કદાચ થાય તો તેને ઉત્તેજન આપવાનું છે

ગ ભાઈ નાનાલાલે કવિકુલગુરુ કાલિદાસથી આરભ કર્યો છે રઘુ કુમાર શાકુન્તલ, વિક્રમોર્વશીય, માલવિકાગ્નિમિત્ર અને મેઘદૂત એ છો આમા અનુવાદ છે મૂળ કવિના વિચારોને, મર્મોને અને ભાષાને તેમ જ શૈલીને બાધ ન આવે તેટલા માટે એમણે એનો અનુવાદ ગુર્જર ભાષામા બનતા સુધી તત્સમ રાખવા યત્ન કર્યો છે પુસ્તકનું નામ 'સસ્કૃત સાહિત્યની કથાઓ' એ રાખ્યુ છે, તેથી કથાના વા વાર્તાના રૂપમાં એમનો પ્રયાસ છે આમા મૂળ ગ્રથગત વસ્તુનું આલેખન અને પ્રસ્ફોટન વાર્તાદ્વારા કરતા મધ્યે મધ્યે મૂળ ગ્રથગત રસિક અશોના રગો એ ભાઇએ પૂર્યા હોત તો એ બહુ જ દીપી ઉઠત અને લોકોને પણ વાચનાનો રસ પડત રઘુ અને કુમારમા ઘણા ઘણા એવા રમણીય શ્લોકો છે, તેમ શાકુન્તલાદિ નાટકોમા પણ ઘણા એવા સુંદર પદ્યો અને ગદ્યાશો છે કે તે જો યોગ્ય પ્રસગે એમને એમ સસ્કૃતમા જ આપવામા આ યા હોત અને નીચે સામાન્ય અર્થ વા તાત્પર્યાશ માત્ર આપો હોત તો લોકો ખુશીથી તેને કઠે કરત અરે ! કઠે સ્વાભાવિક રીતે પ્રવાહથી જ રહી જાત. પ્રવાહનિમજ્જિત અને દ્રવિત થએના હૃદયમા સ્મૃતિ હમેશા ગ્રહણોન્મુખ જ હોય છે, માત્ર તે યોગ્ય ગ્રાહ્યની પ્રતીક્ષા કરે છે આ પ્રમાણે દ્રવિત થએના ચિત્તમા જે મૂર્ત શબ્દોનુ સક્રમણ થાય છે તે વજ્ર જેવા બાઝી જાય છે, અને કાળે કરીને પણ ખસતા નથી આપણી કેટલીક કહેવતો જેનું મૂળ સંસ્કૃતમા છે તે આ જ પ્રમાણે બધાઈ રૂઢ થઇ ગઇ છે વગર સમજે લોકોને કઠે ગએલી તેથી તેની અપભ્રષ્ટ સ્થિતિ થઇ છે પણ નિદાન કઇના કઇ રૂપમા તે સચવાઈ રહી છે હવે પાછી કથાભાગ સળગ વાર્તાના રૂપમા કહ્યા જવો, અને વચ્ચે

વચ્ચે જ્યાં રસના અને સાત્ત્વિક વિચારોના પ્રસંગો આવે ત્યાં મૂળ જ આપી દેવું, ગદ્ય અને પદ્ય ઉભય. અર્થ માટે અનુવાદ આપવો પણ તે નીચે 'ફુટ નોટ'માં જ. આટલી એ ભાઈને સૂચના કરીએ છીએ. ઘણેખરે અંશે તો રા. ભાઈ નાનાલાલે આ જ શૈલીનું અનુસરણ કર્યું છે, પણ સર્વથા સર્વત્ર અનુવાદ આપવા કરતાં કેટલાંક રસિક અને વિશિષ્ટ સ્થળે દાક્ષિણાત્ય કીર્તનકારોની માફક મૂળ જ કાયમ રાખ્યું હોત તો લોકોની સંસ્કૃતિમાં ઘણો ફેર પડી જાત. સામાન્ય વાંચનારાઓ પણ પ્રસંગે પ્રસગે સંસ્કૃત બોલતા થાત. લૅટિન અને ગ્રીકનું આ જ પ્રમાણે થયું છે, અને તેથી લોકો સામાન્યમાં સામાન્ય બાબતોમાં પણ 'Ipso facto,' 'Ditto' જેવા પ્રયોગો બોલવામાં અને લખવામાં કરે છે.

મુંબઇ યુનિવર્સિટિએ નિયત કરેલા અભ્યાસક્રમમાં હવે 'ગુજરાતી'નું સ્થાન બદલાયું છે. હવે એને સંસ્કૃતની સાથે જ ઐચ્છિક વિષયમાં સ્થાન પ્રાપ્ત થયું છે. આથી પરિણામે લોકોનું સંસ્કૃતનું જ્ઞાન મર્યાદિત રહેશે, પણ ગુજરાતી ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ થવાનો સંભવ છે ખરો. ગુજરાતીના વિષયમાં પાઠ્ય પુસ્તક તરીકે રાખવા જેવાં ગણ્યા ગાંઠયાં પુસ્તકો અત્યારે તો નજરે પડે છે. પુસ્તકો તો અનેક થયાં છે, થાય છે, અને થશે, પણ ઉપર આપણે કહી ગયા તેવા પ્રકારનાં તે હોય છે, જેથી પાઠ્ય પુસ્તક તરીકે તેનો ઉપયોગ થઈ શકે નહીં. ભાષાશુદ્ધિ એ તો પાઠ્ય પુસ્તકનું પ્રથમ લક્ષણ હોવું જોઇએ. વિચારો ઉચ્ચ, તલસ્પર્શી, માર્મિક, અશ્લીલતા વા બૈભત્સ્યાદિથી રહિત અને કોઇને પણ કોઇ રીતે સ્વધર્મવિમુખ કરનાર ન જોઈએ, તેમ શૈલી પણ વિષયાનુસાર હોવી જોઈએ. આ ત્રણ વાતો ખાસ કરીને પાઠ્ય પુસ્તકમાં હોવી જોઇએ. અત્યારનાં થોડાં ઘણાં બાદ કરતાં ઘણાંખરાં પુસ્તકોમાં અને સાહિત્યને નામે ખપતાં માસિકાદિમાં ભાષાશુદ્ધિનું તો કંઇ ઠેકાણુ જ હોતુ નથી, તેમ વિચારાદિનું પણ લગભગ એવું જ હોય છે. એવા સમયમાં સાક્ષર

ભાઇ નાનાલાલનું આ પુસ્તક શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે બહુ ઉપકારક થવા સંભવ છે ભાષા શુદ્ધ અને સંસ્કારી છે એ કહેવાની જરૂર નથી વિચારો તો મહાકવિ [illegible] છે, એટલે એમાં કાંઇ કહેવાનું હોય જ નહીં, શૈલી પણ સરળ અને આકર્ષક છે એટલે એ પણ અનુકૂળ છે સંસ્કૃત નહીં શીખેલા એવા વિદ્યાર્થીઓ અને સામાન્ય વાચકોને આ પુસ્તકના વાચનથી અતિશય લાભ થવા સંભવ છે અર્થાત્ આ ગ્રંથમાળા ચાલુ રહેશે તો સામાજિક ઉન્નતિ-માં આ એક ઉપયોગી અને આવશ્યક સાધન થઇ પડશે એ સૂચ-વવાની જરૂર નથી

આશા છે કે લેખકવાચક ઉભયનો પ્રયાસ જગન્નિયંતા પ્રભુ સફળ કરે, અને આપણા રસિક ગુર્જર દેશમાં પાછો રસ ઉભરાય, અને જ્યાં ત્યાં શુદ્ધ, ઉચ્ચ, ઉદાત્ત, સ્વધર્મસૂચક, માર્મિક, સંસ્કારી, અને હૃદયંગમ વાક્પ્રયોગો અને શબ્દપ્રયોગો કર્ણગોચર તથા દૃગ્-ગોચર થાય। **इति शिवम्**

વડોદરા,
ફાલ્ગુન શુ ૧૫,
વિ સં ૧૯૮૧

**હીરાલાલ વ્રજભૂખણદાસ સરાફ.**



# મહાકવિ કાલિદાસ

कालिदासगिरां सार कालिदास' सरस्वती ।
चतुर्मुखोऽथवा साक्षाद् विदुर्नान्येति मादृशाः ॥

[ કાલિદાસની વાણીનો અર્થ કાલિદાસ જાતે, દેવી સરસ્વતી અથવા બ્રહ્મદેવ જ જાણી શકે મારા જેવા બીજા કોઈ એ જાણી શકે નહિ.]

પ્રાચ્ય આર્ય સંસ્કૃતિની જેમ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં જે અરાજકતા પ્રસરી રહેલી છે તેમાંથી કાલિદાસ મુક્ત નથી એ કહેવાની જરૂર નથી. એમા મહાકવિના ,નિરભિમાનપણાનો પણ કેટલોક વાંક છે એમ કહેવુ અસ્થાને નહિ ગણાય; કારણ કે એમણે પોતાના કોઇ પણ કાવ્ય કે નાટકના આરભમાં કે અંતમાં પોતાના સમય કે ચરિત્ર વિષે કોઇપણ જાતનો આછો પાતળો પણ ઉલ્લેખ કર્યો નથી ! કેવળ માલવિકાગ્નિમિત્રમાં પ્રાચીનતર ભાસ, સૌમિલ્લ અને

કવિપુત્રનો તથા રઘુવંશમાં 'પૂર્વસૂરિ' (પૂર્વેના કવિઓ) નો સહેજ ઈશારો જ કર્યો છે. આથી, પ્રાચ્ય તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોએ બાહ્ય અને આંતર પ્રમાણો બારીક રીતે તપાસી અથાગ શ્રમ લીધા છતાં પણ હજુ એ જાદુગરનાં સ્થાન કે સમય નિશ્ચિત કરી શકાયાં નથી. એ મહાકવિના સમય વિષે અન્યાન્ય વિદ્વાનોના ભિન્ન ભિન્ન સાતેક મતો પ્રચલિત છે, પરંતુ તેમાંથી ત્રણ ચાર મતને જ સારી રીતે સમર્થન મળી શકે તેમ છે.

धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशंकु—
वेतालभट्टघटकर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

'જ્યોતિર્વિદાભરણ'ના આ પ્રસિદ્ધ શ્લોક પરથી એમ જણાય છે કે વિક્રમ રાજાના દરબારનાં નવરત્નોમાં કાલિદાસ પણ હતો. પરંતુ આ કાલિદાસ કયો? અને એ વિક્રમ રાજા કયો?—એ મોટો ચર્ચાનો વિષય થઈ પડયો છે. હા, ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં ઉજ્જેનમાં વિક્રમાદિત્ય કરીને રાજા થઇ ગયો છે અને કાલિદાસ તેના દરબારમાં અગ્રગણ્ય કવિ તરીકે હતો એમ એક મત છે.

અહીં કાલિદાસનું બીજું નામ 'માતૃગુપ્ત' પણ હતું વિક્રમાદિત્યે કાશ્મીર જિતી કાલિદાસને તેના સૂબા તરીકે ત્યાં રાખ્યો હતો. બીજા મત પ્રમાણે ધારાનગરીમાં ભોજરાજ વિક્રમાદિત્યના દરબારમાં કાલિદાસ કવિરાજ તરીકે રહેતો હતો અને ભોજપ્રબંધમાં કાલિદાસ તથા ભોજના અનેક પ્રસંગો આવેલા જોવામાં આવે છે. ભોજરાજના મરણ સમયનું એક સુભાષિત પણ પ્રચલિત છે કે;—

अद्य धारा निराधारा निरालम्बा सरस्वती ।
पण्डिताः खण्डिताः सर्वे भोजराजे दिवं गते ॥

પરંતુ, આ ભોજરાજા ઇ સ. ના નવમા સૈકામાં થયેલો, અને કાલિદાસ એટલો મોડો ભાગ્યે જ હોઇ શકે એમ માનતાં એ મત છેક ઉડી જાય છે. ત્રીજા મત પ્રમાણે કાલિદાસ ઇ. સ. ના

ચોથા સૈકામાં મહારાજા સમુદ્રગુપ્ત વિક્રમાદિત્યના દરબારમાં થયેલો. આ સમુદ્રગુપ્તના રાજ્યનો વિસ્તાર પ્રયાગથી માંડી બિહાર અને બંગાળા સુધી હતો બંગાળના વિદ્વાનો આ મતનું સમર્થન કરી કાલિદાસનો જન્મ બંગાળામાં નદીઆ પ્રાંતમાં થયો હતો એમ માને છે ચોથા મત પ્રમાણે કાલિદાસ ઇ સ પૂર્વે પહેલી સદીમાં સેના-પતિ પુષ્યમિત્ર (અથવા પુષ્પમિત્ર) ના પૌત્ર અગ્નિમિત્રના સમયમાં અથવા લગભગ એટલામાં થયો હતો, અને તેણે જ તેને પોતાના આશ્રયદાતા રાજાનો પ્રેમપ્રસંગ માલવિકાગ્નિમિત્ર નામે નાટકમાં ગૂંથ્યો છે

આવા અનેક મતમતાંતરોના સમર્થનમાં અને વિરોધમાં જે અનેક બાહ્યાંતર પ્રમાણો દર્શાવવામાં આવે છે તે બધાનો ઊહાપોહ, આ વાર્તાના ગ્રંથમાં અનાવશ્યક હોવાથી, અહીં રજૂ કરવાનો લોભ જતો કર્યો છે એ ભૂતભૂતામણીમાં એકવાર અટવાયા પછી સીધો માર્ગ જડવો મુશ્કેલ છે, છતાં પણ એ પ્રમાણોના તારતમ્ય ઉપરથી તથા એ મહાકવિની અત્યંત ખ્યાતિ ઉપરથી આપણને સહેજે સમજાય છે કે કાલિદાસ ઘણો પ્રાચીન કવિ છે અને આજ તેને લગભગ બેહજાર વર્ષ થયાં હશે

જેમ કાલિદાસના સમયને માટે સંદિગ્ધતા છે તેમ તેની જન્મ-ભૂમિ અને સ્થાન વિષે પણ અનુમાન સિવાય બીજું પ્રમાણ નથી. મેઘદૂતમાં ઉજ્જયિની અને તેની આજુબાજુના પ્રદેશને જે રસજ્ઞતા અને ભક્તિથી વર્ણવ્યો છે, તે પરથી આપણને માન્યા વિના ચાલી શકે તેમ નથી કે તેમણે પોતાના જીવનનો ઘણો સમય ઉજ્જયિની-માં જ વીતાડયો હશે તેજ પ્રમાણે મેઘદૂત અને કુમારસંભવમાં તેમણે કાશ્મીર અને હિમાલય તરફના પ્રદેશોનું પણ તેવું જ અદ્ભુત વર્ણન આપેલું છે. એ પરથી એમનો એ પ્રદેશોનો નિકટ પરિચય વ્યક્ત થાય છે બંગાળી વિદ્વાનોના મત વિષે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો જ છે તેઓ એમ માને છે કે 'કાલિદાસ' એ નામ બંગાળ-માં જ વિશેષ પ્રચલિત છે, તેમ જ *કાલિદાસની* ભાષા બંગાળી

આપણને ઘણી મળતી આવે છે। છેક સિંહલદ્વીપના લોકો પણ કાલિ-દાસને પોતાનો ગણવામાં પાછા પડતા નથી એ એક જાણવા જેવી વાત છે તેમનામા એવી એક દંતકથા છે કે કાલિદાસ લગભગ ઇ. સ. ૫૧૨ મા કુમારદાસ રાજાના સમયમાં સિલોનમાં અનુરાધપુરમા મરણ પામ્યો હતો। વાત એમ બની કે કુમારદાસને નગરની એક ભોમિક સ્ત્રી સાથે પ્રીતિ હતી એક દિવસે કુમારદાસે વિનોદમા એ સ્ત્રીના ઘરની ભીંતે,

कमलात् कमलोत्पत्ति श्रूयते न तु दृश्यते ।

એમ ચરણ લખ્યું અને જે કોઇ તેની પાદપૂર્તિ કરે તેને મોટું ઇનામ આપવાનું વચન આપ્યું પછી એ ઘરમા કાલિદાસ આવ્યો અને તેની નજર પેલા ચરણપર પડતા તેણે

बाले तव मुखाम्भोजात् कथमिन्दीवरद्वयम् ॥

એમ પાદપૂર્તિ કરી પેલી સ્ત્રીએ ઇનામ લેવાના લોભે કાલિ-દાસને મરાવી નાખી પોતે પાદપૂર્તિ કરી છે એમ જાહેર કર્યું રાજાએ ચરણ વાચતા જ અનુમાન કર્યું કે એ કાલિદાસ સિવાય અન્ય કોઇનું હોય શકે જ નહિ તેણે તે સ્ત્રીને ધમકાવતા તેણે સઘળી હકીકત કહી દીધી આવા કવિરત્નરૂપી મિત્રના મરણથી રાજાને અત્યંત શોક થયો તેથી તેણે રાજપાટ છોડી દઈ કાલિદાસના શબની સાથે અગ્નિમા પ્રવેશ કર્યો દેશના રિવાજ પ્રમાણે તેની ચારે રાણીઓ પણ તેની સાથે સતી થઈ હતી લંકાના મતુરા નગરમા જ્યા આગળ આ બનાવ બન્યો હતો ત્યા સ્મરણસ્તંભ તથા સાત વડના ઝાડ રોપેલા છે, અને હાલ પણ એ જગ્યા 'હતબોધીવટ' એ નામથી ઓળખાય છે

આ રીતે કાલિદાસના સ્થાન વિષે પણ ચોક્કસ માહીતિ આપણને મળી શકતી નથી

કાલિદાસના જીવન વૃત્તાંત વિષે પણ અનેક મતો છે એમ કહેવાય છે કે કાલિકાપુરી ગામમા તે રહેતો હતો અને સર્પદંશથી તેના માતપિતા મરણ પામ્યાં હતા આથી તે અનાથ થઈ રખડતો હતો તે અભણ હતો એટલું જ નહિ પણ મહા મૂર્ખ હતો તે ગામના

રાજાને એક અત્યંત રૂપવતી કન્યા હતી. તેને પોતાના સૌંદર્યનું બહુ અભિમાન હતું. તે રાજાના પ્રધાનને પોતાના પુત્ર સાથે તેને પરણાવવાની ઇચ્છા હતી, પરંતુ રાજકન્યાએ તેનો તિરસ્કાર કર્યો. આથી જંગલમાં ઝાડની ડાળપર બેસી કુહાડાવતે તેજ ડાળી કાપતા કાલિદાસને જોઇ પ્રધાને તેને ગામમાં આણી યુક્તિપુરઃસર એને રાજકન્યા સાથે પરણાવ્યો. પ્રથમ રાત્રિએ ભેગાં થતાં કન્યાને જણાયું કે એ તો મહા મૂર્ખ છે. તેણે પૂછ્યું: अस्ति कश्चिद्वाग्विशेषः । કાલિદાસ નિરુત્તર રહ્યો કન્યાએ તેનો ત્યાગ કર્યો તેથી તે કાળીના મંદિરમાં જઈ ભક્તિ કરવા લાગ્યો. સમય જતા કાળી દેવી પ્રસન્ન થયાં અને તેના વરદાનથી કાલિદાસનું પ્રતિભાચક્ષુ ખુલ્યું. ત્યાર પછી રાજકન્યા સાથે ફરી મેળાપ થયો અને તેણે अस्ति, कश्चिद्, वाग् એમ ત્રણ શબ્દોથી શરૂ થતાં કાવ્યો ( કુમારસંભવ, મેઘદૂત, રઘુવંશ ) લખ્યાં. ગુર્જર કવિ પ્રેમાનંદ વિષે પણ આવી જ કિંવદંતી છે. પરંતુ આવી વાતોમાં કેટલું વજુદ છે એની ચર્ચા સુજ્ઞ વાચકગણુઓને સોંપી દેવી યોગ્ય છે હા, અમુક બળવત્તર પ્રસંગ બને નહિ ત્યાંસુધી ઘણીવાર કવિઓની વાણીના દ્વાર બંધ રહેલા હોય છે, અને એવા કોઈક વિપ્લવકારક પ્રસંગ બનતા તે ધોધબંધ વહેવા માંડે છે. ક્રૌંચ પક્ષીનું કરણુ મરણુ જોતા જ વાલ્મીકિનો શોક કવિતારૂપે પરિણમ્યો, અને તેમાંથી રામાયણનો અવતાર થયો એ કથા પ્રચલિત છે તેજ પ્રમાણે કાલિદાસની પ્રતિભાનાં દ્વાર જે પહેલા છેક બંધ રહેલાં તે કાંઇક અદ્ભુત પ્રસંગ બનતાં એકાએક ખુલી ગયાં હશે ગમે તેમ હો, પણ તેમના ગ્રંથોમાં સ્પષ્ટ દેખાઇ આવતું અન્યાન્ય વિષયોનું જ્ઞાન તેમણે ક્યાંથી પ્રાપ્ત કર્યું તે જાણવાનું આપણી પાસે કાંઇપણ સાધન નથી.

કાલિદાસનું વલણ શૈવમાર્ગ તરફ વધારે હતું એમ કાંઇક નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ છે. તેમનાં પ્રસિદ્ધ ત્રણે નાટકોના આરંભમાં નાન્દીમાં તેઓ શિવનું જ સ્તવન કરે છે. રઘુવંશમાં પણ પાર્વતી-પરમેશ્વરની જ સ્તુતિ કરી ગ્રંથારંભ થાય છે; અને કુમારસંભવમાં તો નાયક જ શિવ પોતે છે. મેઘદૂતમાં પણ યક્ષ મેઘને

મહાકાલેશ્વરનાં દર્શન કરી સાયંકાળની આરતિ વખતે હાજર રહેવાની સૂચના કરવા ચૂકતો નથી. હા, કોઈક કોઈક સ્થળે વિષ્ણુ તેમજ બ્રહ્માના ( કુમારસંભવમાં ) સ્પષ્ટ ઉલ્લેખો છે. પરંતુ,

स हि देवः परंज्योतिः तमःपारे व्यवस्थितः ।
परिच्छिन्नप्रभावर्द्धिर्न मया न च विष्णुना ॥ ( કુમાર૦ )

એ બ્રહ્માના મુખમાં મૂકેલા શબ્દોપરથી સ્પષ્ટ જણાય છે કે કાલિદાસના મતે શિવ એજ મહાન્ દેવ છે.

કાલિદાસ બહુશ્રુત કવિ હતા, એ કહેવાની જરૂર નથી તેઓ સંહિતા, ઉપનિષદ્, ભગવદ્ગીતા, પુરાણ, સાંખ્ય, યોગ, વેદાન્ત, જ્યોતિષ, વૈદક વગેરે અનેક વિદ્યાઓના ( ઓછાવત્તા પ્રમાણમાં ) જ્ઞાતા હતા એમ હેમના ગ્રંથો સાક્ષી પૂરે છે. કાદમ્બરીકાર બાણ, સપ્તશતીકાર ગોવર્ધનાચાર્ય વગેરે અનેક કવિઓએ પોતપોતાના ગ્રંથોમાં એ કવિવરની કરેલી સ્તુતિના શ્લોકો હરકોઇ સંસ્કૃતજ્ઞને કંઠે હોય છે * તેમના ઋતુસંહાર, કુમારસંભવ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, મેઘદૂત, શાકુંતલ અને રઘુવંશ એમ પ્રસિદ્ધ સાત ગ્રંથો ઉપરાંત શ્રુતબોધ, શૃંગારતિલક, સેતુકાવ્ય, પુષ્પબાણવિલાસ વગેરે અનેક ન્હાના મ્હોટા ગ્રંથો હેમના નામે ચઢેલા છે, એ હેમની લોકપ્રિયતા અને ખ્યાતિ પુરવાર કરે છે. માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, શાકુંતલ, ઋતુસંહાર, મેઘદૂત, કુમારસંભવ, અને રઘુવંશ એ મુખ્ય સાત ગ્રંથો ઉપરાંતના બીજા ગ્રંથો આ કાલિદાસના નથી, અથવા બીજા કોઈક કાલિદાસના છે એમ વિદ્વાનોનો મત છે. એ સાત ગ્રંથોમાંથી ઋતુસંહાર આ પુસ્તકમાં લીધેલું નથી, કારણકે તેમાં વાર્તાઅંશ બીલકુલ જ નથી, કેવળ ઋતુઓનાં વર્ણનો છે.

---

* निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ बाणः ।
साकूतमधुरकोमलविलासिनीकंठकूजितप्राये ।
शिक्षासमयेऽपि मुदे रतलीलाकालिदासोक्ती ॥
गोवर्धनाचार्यः ।

કાળિદાસની કાવ્યનિર્માણશક્તિ, વસ્તુસંકલના અને કલ્પના અદ્ભુત છે. શાકુન્તલ વાંચી ગેટે, હમ્બોલ્ટ, સ્લેગલ, લેસ્સિંગ, મોનીયર વીલીઅમ્સ વગેરે પાશ્ચાત્ય રસિકો ગાંડાતુર બન્યા હતા એ વાત જગજાહેર છે. કાળિદાસની શૈલી સરળ અને પ્રાસાદિક હોઈ બાણ કે દંડીની માફક સમાસોના ભારથી લચી પડેલી નથી. તે તો એક પ્રમાણસર વાણીના અવયવવાળી સાદા પણ સુંદર યોગ્ય વસ્ત્રાલંકારોથી વિભૂષિત, મધુર પણ મિતભાષિણી કોમળ લલના જેવી લાગે છે. ઈતર સાહિત્યના ઉત્તમ કવિઓની માફક કાળિદાસે પણ કુદરતના વર્ણનો છોડયાં નથી. उपमा कालिदासस्य એ વચનમાં જરા પણ અતિશયોક્તિ નથી. ત્હેમના ગ્રંથોમાં પદે પદે આપણને તેનો સાક્ષાત્કાર થાય છે. સત્યો અને અર્ધસત્યો રત્નકણિકાની માફક ત્હેમના ગ્રંથોમાં ઠેકઠેકાણે વેરાયલાં જોવામાં આવે છે. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः એ નૈષધકારના કથનની પ્રતીતિ કાળિદાસનાં કાવ્ય-નાટકોના પ્રત્યેક વાચકને થયા વિના રહેતી નથી.

મહાકવિ કાળિદાસ વિષે આટલું ટુંકમાં જણાવી હવે આ વાર્તાઓ વિષે બે શબ્દ લખીશું.

'રઘુવંશ' એ નામ કવિએ શા ઉપરથી પસંદ કર્યું હશે એ કહેવું મુશ્કેલ છે. રઘુરાજા મહાપરાક્રમી અને દિગ્વિજિત્ હતો. માટે ત્હેના નામ પરથી તે વંશનું તેમ જ કાવ્યનું નામ પડયું હશે એમ કેટલાકનો મત છે. વસ્તુતઃ એ મહાકાવ્યની વચ્ચેના કેટલાક સર્ગોમાં રામચરિત્રનું વર્ણન કરી કવિએ તે પહેલાના સર્ગોમાં રામના પૂર્વજ દિલીપ, રઘુ, અજ અને દશરથના મુખ્ય જાણવાજોગ ચરિત્રો વર્ણવ્યાં છે, અને ઉત્તર ભાગમાં લવ કુશ અને ત્યાર પછીના રાજાઓના છેક સંક્ષેપમાં વર્ણન આપ્યાં છે. છેવટનો સર્ગ જેમાં અગ્નિવર્ણ નામે મહાનપટ અને વિષયાંધ રાજાના દુઃખદ અવસાનની તથા ત્હેના પછી ત્હેની સગર્ભા સ્ત્રીને ગાદીનશીન કર્યાની હકીકત આવે છે ત્યાંથી જ કાળિદાસે પોતાના કાવ્યની સમાપ્તિ કરી હશે, અથવા

તો તે પછીના કેટલાક સર્ગો કાળક્રમે લુપ્ત થયા હો એમ સ્વાભાવિક
રીતે ઉત્પન્ન થાય છે દિવ્ય અને ઉજ્જ્વલ રઘુવંશનો અન્તિમ(?) રાજા
આવો છેક પામર આદમી હશે અને વળી ત્હેના વર્ણનથી જ કવિએ
કાવ્યસમાપ્તિ કરી હો એ આશ્ચર્યજનક લાગતું નથી ? ગમે તેમ હો
પણ અહીં શંકા તેમજ આશ્ચર્યને પૂરતો અવકાશ રહે છે

કુમારસંભવ'નું વસ્તુ શિવપુરાણમાંથી લીધેલું જણાય છે ગાળ
ના પાર્વતીપરિણયમાં પણ આ જ કથાનો કેટલોક ભાગ આવે છે
ઉમા અને શંકરનો વિવાહ જે ગર્વિત કામદેવથી સાધી શકાયો
નહિ તે તેના તપશ્ચર્યા તેજ અને પવિત્રતાથી સધાયો એમ પ્રથમ સાત
સર્ગમાં જણાવી પછી કુમાર (કાર્તિકેય)નો જન્મ તથા ત્હેના
પરાક્રમો અને અન્તે દેવતાઓને પીડનાર તારકાસુરના વધની વાર્તા
આવે છે આ ઉપરથી એ કાવ્યનું 'તારકાસુરવધ' એમ બીજું નામ
પણ કહેવાય છે

**नाटकं ख्यातवृत्तं स्यात्** એ સૂત્રનું કાલિદાસે ઉલ્લંઘન કર્યું
નથી માલવિકાગ્નિમિત્ર ઐતિહાસિક નાટક છે પુષ્પમિત્ર
(અથવા પુષ્પસેન) સેનાપતિનો પુત્ર અગ્નિમિત્ર કાલિદાસનો સમ-
કાલીન અથવા ત્હેની પૂર્વે થઇ ગયેલો ઐતિહાસિક રાજા છે ઐલ
પુરૂરવા અને ઊર્વશીની વૈદિક તેમજ પૌરાણિક વાર્તાને કવિએ રસિક
તાથી વિક્રમોર્વશીય નાટકના રૂપમાં ગોઠવી છે કાલિદાસની નાટ્યકાર
તરીકેની પ્રતિભા એમાં જ સમાયેલી છે એક સાદી અને નીરસ વાર્તાને
ત્હેમાં કલ્પનાના રંગો પૂરી કેવી રીતે લોકપ્રિય અને રસિક બનાવવી
એ કળામાં જ કાલિદાસ અને શેકસપીઅરની સરખામણી કરવામાં
આવે છે શાકુન્તલનો દાખલો લઈએ

મહાભારતમાં આપેલી શકુન્તલાની વાર્તા બીલકુલ સાદી છે
તે આ પ્રમાણે "ચન્દ્રવંશી દુષ્યન્ત રાજા મૃગયાવિહાર કરતા
કરતા માલિની નદીના તટ પર આવેલા કણ્વઋષિના આશ્રમમાં
આવી ચડ્યો તે સમયે ઋષિ ત્યાં નહિ હોવાથી શકુન્તલાએ ત્હેનો
આદરસત્કાર કર્યો રાજાને જિજ્ઞાસા થવાથી ત્હેણે શકુન્તલાનો
જન્મવૃત્તાન્ત પૂછ્યો અને ત્હેણે (શકુન્તલાએ) તે અથેતિ કહી

સંભળાવ્યો. એ રીતે તે ક્ષત્રિયબીજથી ઉત્પન્ન થયેલી છે એમ જાણી પ્રેમાતુર થયેલા રાજાએ ત્હેની પાસે પ્રેમયાચના કરી પોતાનાથી થયેલા પુત્રને રાજગાદી મળે એ શરતે શકુન્તલા ત્હેની સાથે જોડાવા તત્પર થઇ બન્નેનો સંબંધ થયો પછી રાજા પોતાના રાજ્ય તરફ પાછો ફર્યો, પરંતુ ઋષિના શાપના ભયથી ત્હેણે શકુન્તલાને તેડવા માટે માણસ મોકલ્યું નહિ અહીં, શકુન્તલા દુષ્યન્ત રાજાથી સગર્ભા થઇ છે એ વાતની કણ્વને ખબર પડતાં ત્હેમણે પોતાનો સંપૂર્ણ સંતોષ જાહેર કર્યો, અને પુત્રપ્રસવ થયા પછી તે બન્નેને રાજા પાસે મોકલ્યા રાજાએ લોકલાજથી બ્હીને ત્હેમનો ઇનકાર કર્યો પણ એટલામાં આકાશવાણી થઇ અને તેથી નિર્ભય થઇ રાજાએ ત્હેમનો સ્વીકાર કર્યો આ રીતે શકુન્તલા ત્હેની પટ્ટરાણી થઈ અને અંતઃપુરમાં રહેવા લાગી" આ સીધી સાદી વાતને નાટકના રૂપમાં મૂકવા માટે ઘણા અંશો ખૂટતા હતા જે કવિએ પોતાના કલ્પનાબળે પૂરા કર્યા છે આ પુસ્તકમાં આપેલી વાર્તા વાચવાથી આ કથનની સત્યતા જણાઈ આવશે પ્રથમ તો શકુન્તલાનો વૃત્તાંત ત્હેના મ્હોડે ન કહેવડાવતાં પ્રિયંવદાને મ્હોડે કહેડાવી કવિએ શકુન્તલાને વલ્કલવસ્ત્રનો છેડો મુખ પર આઘો ખેંચી લજ્જાવશ બનાવી બાજુમાં કટાક્ષ ફેંકતી ઉભી રાખી છે અનસૂયા અને પ્રિયંવદા એ બન્ને સખીઓનાં પાત્રો ઉત્પન્ન કરવામાં કવિહૃદયની રસિકતા ઝળકી ઉઠે છે એ પાત્રો બહુ ઉત્તમ રીતે આલખાયાં છે* ત્હેમનું કુદરતી

* શકુન્તલાના સાસરે ગયા પછી એ બન્ને પાત્રોના પુનર્દર્શન થતાં નથી ત્હેમના વિષે કવિએ એક પણ શબ્દ કાઢયો નથી, કવિને ત્હેમની ઉપયોગિતા પછી જણાઇ નથી. આ બાબતમાં કવિવર શ્રી રવીન્દ્રનાથ ઠાકૂરે પોતાના 'પ્રાચીન સાહિત્યમાં' 'કાવ્યની ઉપેક્ષિતાઓ' એ નામના લેખમાં બહુ જ સુંદર અને માર્મિક ટીકા કરેલી છે "અમને તો લાગે છે કે રાજસભામાં દુષ્યંત શકુન્તલાને જે ઓળખી શક્યો નહિ, તેનું મુખ્ય કારણ એ છે કે સાથે અનસૂયા અને પ્રિયંવદા ન હતી. શકુન્તલા એકલી તો તપોવનની બહાર અને વળી ખંડિતા! તેને કોણ ઓળખી શકે?" પ્રાચીન સાહિત્ય, પા. ૯૫. ( પુરાતત્ત્વમંદિર ગ્રંથાવલિ )

આશ્રમ જીવન, નિર્દોષ પરિહાસ અને આનંદ, સરળ હૃદય, પ્રેમાળ સખ્ય એ સઘળું એટલી સુંદર રીતે અને કલામયતાથી ચીતરેલું છે કે તે વાંચતા આપણને સ્વાભાવિક આનંદ થયા વિના રહેતો નથી. આશ્રમના એકાંત ખૂણામાં મળેલાં આ ચાર હૃદયોનો અનેક લાગણીઓથી ઉભરાતો વાર્તાલાપ, તથા રાજા અને ઋષિકન્યા વચ્ચે થતો પ્રેમનો ક્રમિક વિકાસ બારીકાઈથી તપાસતાં મનુષ્યહૃદયનું કવિનું જ્ઞાન આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. આ ઉપરાંત દુર્વાસાનો શાપ, વીંટીનું ગુમ થવું અને તેથી રાજાની ભયંકર વિસ્મૃતિ, ત્હેને પરિણામે શકુન્તલાનો ઇનકાર તથા તે વખતની રાજાની અસ્વસ્થ અવસ્થા એ સઘળું વાચકના હૃદયના શોકની લાગણીઓને ઉશ્કેરી સમગ્ર નાટક પર વિષાદની છાયા છાઈ દે છે. ત્યાર બાદ રાજાનું સ્વર્ગગમન, ભરત( સર્વદમન )ની બાળક્રીડા, તથા તપોવનમાં મલિનવસના શકુન્તલા સાથે પુનર્મિલન : આ બધા પ્રસંગો કવિની કલ્પનાએ જ ઉત્પન્ન કરેલા છે, અને તે કેટલા ચમત્કારક છે એ કહેવાની જરૂર નથી

'મેઘદૂત' એક રસિક ખંડકાવ્ય છે અલકાપતિ કુબેરનો સેવક એક યક્ષ પોતાની સ્ત્રીના પ્રેમપાશમાં વિશેષ જકડાવાથી કુબેરની સેવામાથી ચ્યુત થયો ત્હેને પરિણામે કુબેરે ત્હેને તે સ્ત્રીથી એક વર્ષ પર્યંત વિમુક્ત રહેવાની સજા ફરમાવી અથવા શાપ આપ્યો તે પ્રમાણે સુશોભિત અલકાનગરીનો ત્યાગ કરી તે યક્ષ મધ્ય હિંદુસ્તાનમા આવેલા રામગિરિ પર્વત પર આવીને રહ્યો ત્યા તે આષાઢ મહિનાના પડવે વાદળાં જુએ છે મેઘદર્શન વિરહી લોકોને અસહ્ય થઈ પડે છે, તે પ્રમાણે આ યક્ષનું પણ બન્યું અત્યંત ઉન્મત્ત અવસ્થામા વિવેકહીન થઇ તે એકાદ મેઘને દૂત બનાવી પોતાની પ્રિયાને સંદેશો પાઠવે છે. પૂર્વમેઘમાં રામગિરિથી અલકા સુધીનો મેઘનો માર્ગ બારીક પણ આલંકારિક રીતે ચીતરેલો છે, અને ઉત્તરમેઘમાં યક્ષનું મંદિર, ત્હેની વિરહદુઃખી સ્ત્રી, તથા સંદેશાની

કથાવસ્તુનાં વર્ણનો આપેલાં છે. આ રીતે આ કાવ્ય પૂરૂં થાય છે. હ્હેનો પ્રત્યેક શ્લોક સર્વાંગ સુંદર પડેલ પાડેલા હીરા જેવો લાગે છે. હુંસદૂત, પદાંકદૂત, શુકસંદેશ વગેરે જે અનેક અનુકરણો થયાં છે તે ઉપરથી મેઘદૂતની વિદ્વત્પ્રિયતા જણાઇ આવે છે.

મહાકવિ કાલિદાસની વાર્તાઓ વિષે આટલું ટુંકામાં જણાવી હવે એ વાર્તાઓની શૈલી વિશે બે શબ્દ લખીશું.

### त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते ।

નાટક વિષે બોલાયલા આ શબ્દો વાર્તાને પણ લાગુ પડી શકે છે. આબાલવૃદ્ધ સર્વને જો એક સરખો રસ સાહિત્યના કોઈ પણ અંગમાં પડતો હોય તો તે વાર્તામાં છે. પછી તે વાર્તા નવલકથા હોય, કે 'નવલિકા' હોય, કે પછી અન્ય કોઈ પ્રકારની હોય. ન્હાનપણમાં માબાપ અગર દાદા દાદીના ખોળામાં બેસી 'એક હતો રાજા... ...' એમ શરૂ થતી જે અનેક વાર્તાઓ આપણે સાંભળી છે તેવી વાર્તાઓમાં કાં તો શીખામણનો અંશ હોય છે, અથવા તો અદ્દ્ભુત રસ (romance) ની છાંટ હોય છે. હાલના વખતમાં પારિભાષિક રીતે જેને નવલકથા અથવા 'નવલિકા' ( a short story ) કહેવામાં આવે છે તેવા પ્રકારની તે વાર્તાઓ હોતી નથી તેથી આપણે હ્હેમને કેવળ વાર્તાઓ અથવા કથાઓ જ કહીશું આ ગ્રંથમાં આપેલી વાર્તાઓને માટે પણ આ જ નામ ચાલી શકશે; અગર તો અયોગ્ય ન લાગતું હોય તો હ્હેમને 'ન્હાની (નવલ) કથાઓ' એવું વિચિત્ર નામ આપીશું. પરંતુ આ વાર્તાઓ છેક બનાવટી નથી; તે તો ઇતિહાસ ઉપરથી લઇ કલ્પનાના શણગારો સજાવી ઉભી કરેલી છે. આ ગ્રંથમાં નાટકો ઉપરથી ઉતારેલી વાર્તાઓ તો ન્હાની સળંગ વાર્તાઓ છે; પરંતુ કાવ્ય ( ખાસ કરીને રઘુવંશ ) ઉપરથી ઉતારેલી કથાઓ કાંઇ એક જ વાર્તા નથી. સીનેમામાં જેમ ચિત્રપટ ( film ) હોય છે, તેમ આ પણ એક સળંગ ચિત્રપટ છે. 'રઘુવંશની વાર્તા' એમ કહેવું સયુક્તિક નથી. હ્હેમાં તો રઘુવંશના મુખ્ય મુખ્ય રાજાઓની કારકીર્દિ કાવ્યમાં આલંકારિક શૈલીમાં ચીતરેલી છે. આ કાવ્ય-

૧ મ૫ ઐતિહાસિક ચિત્રપટમાં નન્દિનીનું વરદાન, રઘુદિગ્વિજય, વરતંતુશિષ્ય કૌત્સનો મેળાપ, ઈન્દુમતી સ્વયંવર, અજવિલાપ, શ્રાવણવધ, રામકથા, કુશ-કુમુદ્વતી, અગ્નિવર્ણ વગેરે ચિત્રો અત્યંત અસરકારક રીતે દોરેલાં હોઈ ચિરસ્થાયી રેહેવા સરજાયેલાં છે.

અંગ્રેજીમાં Tales from Shakespeare (Lambs' Tales), Tales from Chaucer, Tales from Spenser વગેરે પુસ્તકો જોવામાં આવ્યાં, ત્યારથી કાલિદાસ વગેરે સંસ્કૃત સાહિત્યના ઉત્તમ કવિઓનાં કાવ્ય-નાટકોની વાર્તાઓ ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. આવા સાહિત્યની આવશ્યકતા વિષે કેટલાક મિત્રો તરફથી આગ્રહ થતાં તે ઇચ્છા દૃઢ થઇ, અને અંતે અત્યારે આ મૂર્ત રૂપે પ્રકટ થાય છે. નારાયણ હેમચંદ્રે તથા સ્વ. નરહરરામ-ભાઈએ પણ આ દિશામાં કરેલા કેટલાક પ્રયત્નો જોવામાં આવ્યા.

નાટક અને વાર્તા જો કે સાહિત્યનાં લગભગ એક જ જાતનાં અંગો છે, છતાં પણ ઉભયની વસ્તુસંકલનામાં ઘણો જ ફેર છે. આ પુસ્તકમાં આપેલી વાર્તાઓ વાંચી મૂળ નાટક સાથે સરખાવનારને આ કથનની સત્યતા પ્રતીત થશે. વાર્તામાં તો આરંભથી માંડીને અંત સુધી, કોઈ પણ અંશ છોડયા સિવાય સળંગ રીતે વાત કહેવાની હોય છે, જ્યારે નાટકમાં તેમ કરવામાં આવતું નથી. તેથી જ આ પુસ્તકમાં આપેલી વાર્તાઓનાં પ્રકરણો કેટલીક વાર મનસ્વિપણે પાડવામાં આવેલાં છે; મૂળ નાટકોના અંકો પ્રમાણે નથી. કાવ્યમાં પણ દૃષ્ટિ કરતાં જણાશે કે તેમાં પણ પ્રકરણો સ્વતંત્ર રીતે પાડેલાં છે, મૂળ કાવ્યના સર્ગો પ્રમાણે નથી. પ્રકરણનાં નામો પણ સ્વતંત્ર રીતે જ અપેલાં છે. તેથી જ કુમારસંભવ અને રઘુવંશ એ પ્રત્યેકના ૧૮-૧૯ સર્ગોને આ પુસ્તકમાં ૮-૯ પ્રકરણોમાં વહેંચી નાખેલા જણાશે. આ પુસ્તકમાં કોઇ પણ બાહ્ય કે આંતરિક બંધન તરફ ધ્યાન ન આપતાં કેવળ વાર્તારસ અખંડિત રાખવા માટે જ કાળજી રાખવામાં આવી છે એ સહજ સમજાઈ જશે.

આ વાર્તાઓની ગોઠવણીમાં કોઈ પણ જાતનો ખાસ ક્રમ જાળવવામાં આવ્યો નથી. કાલિદાસના ગ્રંથોના સામાન્ય રીતે મનાતા ઐતિહાસિક ક્રમ પ્રમાણે તો ઋતુસંહાર, કુમારસંભવ, માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, મેઘદૂત, શાકુન્તલ અને રઘુવંશ એમ એક પછી એક આવે છે. તેમ જ આ ગ્રંથમાં નાટકો અને કાવ્યોની વાર્તાઓ ખાસ જુદી જુદી આપવામાં આવી નથી અહીં, પ્રથમ રઘુવંશવર્ણન કરી પછી ત્રણ નાટ્યકથાઓ આપી, અંતે કુમારસંભવ અને મેઘદૂતની કથા આપવામાં આવી છે. આમ થવાનું કારણ માત્ર આ લેખકનો રઘુવંશ તરફનો પક્ષપાત જ છે. રઘુવંશ અને શાકુંતલ એ બે ગ્રંથો મહાકવિ કાલિદાસે કોઈક ધન્ય ક્ષણોમાં રચેલા છે ત્હેમની પ્રશંસામાં ઘણું કહેવાઈ ગયું છે એટલે એ બાબતમાં વિશેષ કહેવું એ સોનાપર ઢોળ ચઢાવવા જેવું છે.

આ વાર્તાઓ તૈયાર કરવામાં કાલિદાસનાં નાટકોનાં મળી શક્યાં તેટલાં ગુજરાતી ભાષાંતરો જોયાં છે અને તેમાંથી પણ કેટલોક કેટલોક ગદ્ય પદ્ય ભાગ લીધેલો છે. તેથી તે ભાષાંતરકાર સાક્ષરોનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું રઘુવંશમાંના અજવિલાપનું ભાષાંતર સ્વ. કીલાભાઈ ઘ ભટ્ટનું કરેલું છે, અને તે તેમના એક સંબંધીની ઉદારતાથી અહીં આપેલું છે કુમારસંભવમાંના રતિવિલાપનું ભાષાંતર મારા મિત્ર રા વિવિત્સુએ કરી આપેલું છે. આ ઉભય સજ્જનોનો હું આભારી થયો છું.

છેવટે, શ્રી મયાજી હાઈસ્કૂલના પ્રિન્સિપલ માક્ષર શ્રી હીરાલાલ પ્ર. શ્રોફ જેમણે વગર આનાકાનીએ આ ગ્રંથની પ્રસ્તાવના લખી પોતાની વિદ્વત્તાથી તથા કેટલીક ઉપયોગી સૂચનાઓથી મને ઉપકૃત કર્યો છે તે માટે તેમનો પણ અંતઃકરણ પૂર્વક આભાર માનવાની તક લઉં છું.

પુસ્તકને અંતે ઉપયોગી શબ્દકોષ પણ આપવામાં આવ્યો છે જે વાચકબંધુઓને કંઈક માર્ગદર્શક થશે એવી આશા છે.

વડોદરા. ન્હાનાલાલ નાથાભાઈ શાહ.

# અનુક્રમણિકા.







## આ પુસ્તકમાં આવેલાં ચિત્રોનો અનુક્રમ

# મહાકવિ કાલિદાસની પ્રસાદીમાંથી—

## વિદ્યાર્થીઓ માટે

# કેટલાક અગત્યના પ્રશ્નો.

---

## (૧) રઘુવંશ.

૧ દિલીપને પુત્રપ્રાપ્તિ નહિ થવાનું કારણ શું હતું ? તે કારણ નષ્ટ કરવા તેણે શો ઉપાય લીધો હતો ?

૨ દિલીપ અને સિંહ વચ્ચે થયેલો સંવાદ લખો

૩ રઘુના પરાક્રમનો કોઈ પ્રસગ તમારા પુસ્તકમા હોય તો તે જણાવો

૪ રઘુ અને કૌત્સ વચ્ચે થયેલો સવાદ લખો તે ઉપરથી પ્રાચીન સમયમા અંકાતી બ્રાહ્મણોની મહત્તા અને અર્વાચીન સમયમા થયેલી તેમની અધોગતિના કારણો જણાવો

૫. ઇંદુમતીના સ્વયવરનું સક્ષેપમા વર્ણન કરો

૬ અજ અને ઇંદુમતીનો વરઘોડો જતો હતો તે જોવા ઘેલી થયેલી નગરની સ્ત્રીઓનું વર્ણન કરો

૭ પુષ્પની માળા જેવી કોમળ વસ્તુના સ્પર્શમાત્રથી જ ઇંદુમતીના થયેલા મરણ ઉપરથી અજ કેવી કેવી કલ્પનાઓ કરે છે તે જણાવો

૮ ઇંદુમતીના પૂર્વ જન્મની વાત લખો

૯ કુશરાજા અને અયોધ્યાની અધિદેવતા વચ્ચે થયેલો સવાદ લખો

અથવા

'ચડતી પડતીને સર્વ વશ છે'

એ સૂત્રની સત્યાસત્યતા અયોધ્યાના વર્ણન ઉપરથી જણાવો.

૧૦ 'રઘુવંશીય રાજાઓનાં મન વ્યભિચારી હોતાં નથી." એ વાક્ય કોણે અને ક્યારે ઉચ્ચાર્યું હતું તથા એ વાક્યને જુદે

પાડનાર રઘુવંશનો કયો રાજા થઈ ગયો, એનું વર્ણન ટુંકમાં કરો. ઇતિહાસમાંથી એવાં અન્ય પાત્રો જડી આવતાં હોય તો તેમાંથી પણ એકાદનું વર્ણન કરો.

## ( ૨ ) માલવિકાગ્નિમિત્ર.

૧૧. અગ્નિમિત્ર અને માલવિકાનો યોગ સાધી આપવામાં પરિવ્રાજિકા, બકુલાવલિ તેમજ વિદૂષકનો કેટલો હિસ્સો હતો તે જણાવો.

૧૨. ગણદાસ અને હરદત્ત વચ્ચે કેવી રીતે કજીઓ ઉત્પન્ન થયો અને તેનું છેવટ શુ આવ્યું તે જણાવો.

૧૩. માલવિકાગ્નિમિત્રના અભ્યાસ ઉપરથી વિદૂષકના લક્ષણો તથા તેનાં કાર્ય તારવી કાઢો.

૧૪. ગણદાસ અને હરદત્તને લડતાં અટકાવવા રાણીએ શો પ્રયત્ન કર્યો હતો અને તે મિથ્યા કરવા વિદૂષકે કેટલો ભાગ ભજવ્યો હતો ?

૧૫. " પણ, પ્રત્યેક અંગનું અભિનય સ્પષ્ટ દેખાય તે માટે વસ્ત્રો બહુ જ આછાં પહેરાવજો, હો. " આ શબ્દો ઉચ્ચારવામા પરિવ્રાજિકાનો શો હેતુ સમાયલો હતો ? તેમજ નાટકના પ્રસંગમાં તેથી શી મદદ થાય છે ?

૧૬. વિદૂષકે ધારિણી રાણીના માલવિકા અને અગ્નિમિત્ર વિરૂદ્ધના પ્રયત્નો કેવી કેવી યુક્તિઓથી નિષ્ફળ કર્યા તે જણાવો.

૧૭ ઈરાવતી પ્રત્યેની રાજાની બેદરકારી શિષ્ટ સમાજ કબુલ રાખશે ? તે વિષયની તમારા અભિપ્રાય મુજબ ચર્ચા કરો

૧૮. " ધારિણી રાણી ઉદાર મનવાળી અને પ્રતિજ્ઞા પાળવામાં ચોક્કસ હતી. " આ શબ્દોમાં સમાયલો પ્રસંગ વર્ણવો.

૧૯. પરિવ્રાજિકાએ નાટકના અંતમાં માલવિકાની કહેલી વાતનો ટુંક સાર આપો.

**નોંધઃ**—આ વાર્તામાં પૂર્વાપર સંબંધ સહિત સમજુતી આપવા જેવાં ઘણાં વાક્યો આવેલાં છે તેની નોંધ કરવી.

## ( ૩ ) વિક્રમોર્વશીય.

૨૦. " વિક્રમોર્વશીય " શબ્દ કેવી રીતે બન્યો છે તે તથા તેનો અર્થ સમજાવો.

૨૧ ઉર્વશીની ઉત્પત્તિ વિશે તમે શું જાણો છો ? બધી અપ્સરાઓમાં તેને મુખ્ય કહેવાનું કઈ કારણ ?

૨૨. ઉર્વશી અને પુરૂરવાના પ્રથમ મેળાપનો પ્રસગ વર્ણવો તેમને પહેલાજ પ્રસંગે એકલા મળવાનો જોગ કરી આપવા નાટકકારે કયી યુક્તિ વાપરી છે ? તે સિવાય બીજી કયી યુક્તિઓ તમારા જાણવામાં છે ?

૨૩ નાટકના નાયક, નાયિકા કોને કહે છે ? તમારા પુસ્તકમાં આવેલા ત્રણે નાટકોના નાયક નાયિકાઓનાં નામ લખો, તથા તે દરેકના ચારિત્ર્યમા કોઈ અગત્યનો ભેદ જણાતો હોય તો તે સમજાવો.

૨૪. " હાશ, બૂડા દાનવે ભલુ કર્યું ! " આ વાક્યમાં રહેલો પ્રસગ અને સમય સ્પષ્ટ કરો

૨૫ પુરૂરવા રાજાની વિરહાવસ્થાનું વર્ણન કરો, તેમજ ઉર્વશી પોતે પણ વિરહાવસ્થાથી પીડાય છે એ એણે કેવી રીતે જણાવ્યું હતુ તે લખો,

૨૬ માલવિકાગ્નિમિત્રના વિદૂષકની વિક્રમોર્વશીયના માણવક સાથે સરખામણી કરો નિપુણિકાએ માણવકને કેવી રીતે છેતર્યો હતો તે પ્રસંગ વર્ણવો

૨૭ માણવક ઉર્વશીને પ્રાપ્ત કરવાના પુરૂરવાના પ્રયત્નને ઝાંઝવાનું જળ મેળવવાના પ્રયત્ન બરાબર માને છે, એ અભિપ્રાય સાચો છે ? ઉર્વશીને ઝાંઝવાના જળની ઉપમા શા માટે આપી હશે ?

૨૮. પુરૂરવા રાજાની અસ્વસ્થ દશા ઉપરથી સાચું સ્વપ્ન કોને કહેવું તેની ચર્ચા કરો.

૨૯. વજ્ર કોનું હથિયાર છે, તે કેવી રીતે ઉત્પન્ન થયેલુ, અને તે વડે કયાં મહાન્ કાર્યો કરવામાં આવેલા ?

૩૦. ઉર્વશીના સમાગમનો માણવકે કયો રસ્તો શોધી આપ્યો હતો ? એ વિષે રાજાએ શો જવાબ આપ્યો હતો ?

૩૧. ઔશીનરીએ રાજાને પ્રસન્ન કરવા કયું વ્રત કર્યું હતું ? તે પ્રસંગે રાજા અને ઔશીનરી વચ્ચે થયેલી વાતચીતનો સારાંશ લખો. એ પ્રસંગથી ઔશીનરી માટે તમારો શો અભિપ્રાય બંધાય છે ?

૩૨. "હૈયે તે હોઠે" એ કહેવત જે પ્રસંગમાં વપરાઈ છે તે પ્રસંગનુ પૂરેપૂરૂં વર્ણન કરો.

૩૩. વિરહવ્યથાથી તપ્ત થયેલા શરીરને શીતળતા અર્પવા કવિઓએ કયાં કયાં સાધનો કલ્પ્યાં છે ? અને તેની શી અસર થાય છે ?

૩૪. પુરૂરવાને ઉર્વશીનો વિરહ શાથી થયો ? વિરહાવસ્થા દરમિયાન તેની થયેલી ઉન્માદી દશાનું વર્ણન કરો. નવીન મેઘને એણે કેવો કલ્પ્યો હતો તે ઉપમા સપૂર્ણત: સમજાવો.

૩૫. राजा कालस्य कारणम् એ સૂત્રના ખરા અર્થનો રાજા કેવી રીતે અનર્થ કરે છે તે બન્ને અર્થો આપી સમજાવો.

૩૬. સંગમનીય મણિ કેવી રીતે બનેલો હતો ? તેનો પ્રભાવ કેવો હતો ! ઉર્વશી અને રાજાના પુનર્મિલનનો પ્રસગ વર્ણવો.

૩૭ "ત્યાં એનું આશ્રમ વિરુદ્ધ આચરણ જોવામા આવ્યુ" આ શબ્દો કોણે અને કયા પ્રસંગે ઉચ્ચાર્યા છે તે જણાવી આશ્રમને અનુકૂળ આચરણ કેવું હશે તે જણાવો.

૩૮. "દૈવ સુખનો શત્રુ છે" એમ પુરૂરવાએ આયુનો મેળાપ થયા પછી ઉચ્ચાર્યું છે, એ શા માટે, તે પ્રસંગનું વર્ણન કરી સમજાવો.

## ( ૪ ) અભિજ્ઞાન શકુંતલા.

૩૯. 'અભિજ્ઞાન શકુંતલા' એ શબ્દોનો અર્થ સ્પષ્ટ કરો.

૪૦. અમુક સ્થળ તપોવન છે એમ ક્યાં ક્યાં લક્ષણો ઉપરથી જાણ્યું?

૪૧. મૃગયા કરવા નીકળેલા રાજાને "આ હરણ આશ્રમમાંનું છે; એને મારશો મા, મારશો મા." એમ કહેવામાં શો આશય સમાયો હશે? મૃગયા રમવી એને રાજાનો ધર્મ શા માટે માન્યો હશે?

૪૨. 'મૃગયા' શબ્દ કેવી રીતે બન્યો હશે? શીકાર ક્યાં ક્યાં પ્રાણીનો કરવામાં આવે છે? મૃગ શબ્દના બીજા કાંઈ અર્થ છે?

૪૩. શકુન-અપશકુનની ભાવના શકુંતલાની વાર્તામાં કેટલે અંશે જોવામાં આવે છે? એ સાચી હશે? તમને થયેલા અનુભવ ઉપરથી તમારો અભિપ્રાય આપો.

૪૪. શકુંતલાની વાર્તામાં દુષ્યંત અને શકુંતલાનું પ્રથમ મિલન કવિ કેવી રીતે કરાવે છે? છૂટા પડતી વખતે દુષ્યંતનું દર્શન વધુ વખત થઈ શકે તે માટે શકુંતલા શું કરતી જણાઈ હતી?

૪૫. અનસૂયા કરતાં પ્રિયંવદા વધારે ચાલાક અને બુદ્ધિમતી હતી એમ તમે માનો છો? તમારી જે માન્યતા હોય તે સકારણ સમજાવો. 'શાકુંતલ' નાટકમાં એ બે સખીઓની ઉપયોગિતા સમજાવો.

૪૬. "મારૂં મન તેના તરફ લોભાય છે......તે ક્ષત્રિયને વરવા યોગ્ય હશે." આ વાક્યમાં 'મારૂં' શબ્દ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે, એ શા માટે? રાજાના ચારિત્ર્ય વિશે એ ઉપરથી તમારો શો અભિપ્રાય બંધાય છે?

૪૭. શકુંતલાના જન્મ વિષે તમે શું જાણો છો? એ કાશ્યપ ઋષિની પુત્રી કેવી રીતે બની તે જણાવો.

૪૮. દુષ્યંતે માઢવ્ય પાસે શકુંતલાનું વર્ણન કેવી કેવી ઉપમાઓ આપી કર્યું હતું? એવાજ કોઈ પ્રકારની ઉપમા પ્રેમાનંદે કોઈ પ્રસંગે આપી છે? એ પ્રસંગ અને ઉપમા જાણતા હો તો લખો.

૪૯. દુષ્યંતને તપોવનમાંથી ખસવું નહોતું, એની એ ઇચ્છા કેવી રીતે ફળીભૂત થઈ? તેમા આવેલુ સંકટ એણે કેવી રીતે નિવાર્યું?

૫૦. દુષ્યત રાજા શકુતલાની ઝંખના કરતાં કરતા પણ પોતાના મન ઉપર ઠીક કાબુ રાખી શક્યો હતો એ વાત દાખલા દલીલોથી સિદ્ધ કરો.

૫૧ શકુંતલાની વિરહાવસ્થાનુ વર્ણન કરો.

૫૨ શકુતલા અને દુષ્યંતનુ લતામડપમા કેવી રીતે મિલન થાય છે, તે પ્રસંગનું વર્ણન કરો.

૫૩ વિરહદુઃખ સહન કરતી શકુતલા રાજાનો મેળાપ થવા છતા વિવશ બની તેને આધીન નથી થતી એ ઉપરથી માલવિકા તથા ઉર્વશી સાથે તેની તુલના યોગ્ય નથી એમ તમને લાગે છે? તમારી માન્યતાના કારણો આપો.

૫૪. "અરે ચક્રવાકી! ત્હારા સહચરની રજા લઈ લે, હવે સાજ પડવા આવી" તેમજ "અરે વેલમડપ! અરે સતાપ દૂર કરનાર! ફરીથી ઉપભોગ અર્થે ત્હને આમત્રુ છુ" એ વાક્યોમા રહેલા સાંદર્ય અર્થો સ્ફુટ કરો.

૫૫. શકુતલા આશ્રમમાથી વિદાય થાય છે, તે પ્રસગનું વર્ણન કરો.

૫૬. શકુંતલાને કેવા સંજોગોમા કોણે શાપ આપ્યો અને તેના નિવારણ માટે શી સાવચેતી રાખવાની હતી, તે જણાવો.

૫૭. કાશ્યપ દાદા શકુતલાને સાસરે જતી વખતે શો ઉપદેશ આપે છે તે તથા તેણે રાજાને મોકલાવેલો સદેશો લખો.

૫૮. અનુસૂયા અને પ્રિયવદાથી શકુતલા છૂટી પડે છે તે પ્રસંગનું કારુણ્ય તાદસ્ય કરી શકાય એવી રીતે તેનુ વર્ણન કરો

૫૯. "ત્હમને તે કેમ કહેવાય? ત્હમે તો મ્હોટા સત્યવક્તા!... ...ત્હેનું કહેવુ યથાર્થ!" શાર્ઙ્ગરવના આ શબ્દોમાં રહેલો કટાક્ષ પ્રસગ આપી સ્પષ્ટ કરો.

૬૦. દુષ્યત પોતાની સાથે ગાંધર્વવિધિથી પરણ્યો છે એની સાબિતી આપવા શકુતલા તથા ગૌતમી વગેરેએ શા શા પ્રયત્નો કર્યા તે જણાવો

૬૧ માછી પાસેથી વીંટી મળ્યા બાદ રાજાની અવસ્થા કેવી થઈ, તે જણાવો

૬૨ રાજાએ વીંટી શકુતલાને ક્યા પ્રસગે પહેરાવી હતી ? તેમજ વીંટીને ઉદ્દેશી તે કયા ઉદ્ગારો કાઢે છે તે લખો

૬૩ મરીચિપુત્ર કશ્યપના આશ્રમમા, દુષ્યન્ત સર્વદમનને જોઈ પુત્રવન્ત પિતાઓને માટે કેવા કેવા ઉદ્ગાર કાઢે છે તે જણાવો

---

## ( ૫ ) કુમારસંભવ યાને તારકાસુરવધ.

૬૪ હિમાલય પર્વતનુ કાલિદાસે કરેલુ વર્ણન આપો

૬૫. યૌવનમા પ્રવેશ કરતી પાર્વતી કેવી લાગતી હતી ? તપશ્ચર્યા કરતા ભગવાન શકરે એની સેવાનો અંગીકાર ક્યા હેતુથી કર્યો ?

૬૬ ચાર પ્રકારની વાણીનાં નામ આપો અને એના વિશિષ્ટ લક્ષણો જણાવો

૬૭ બ્રહ્મા પાસે પ્રાર્થના કરવા ગયેલા દેવો તેમને કેવા નિસ્તેજ જણાયા તે લખો

૬૮ તારકાસુરની બ્હીકે દેવો તેની કેવા પ્રકારે સેવા કરતા હતા તથા તેને કેવી ભેટો આપતા હતા તે જણાવો દેવોને બીવડાવી તેમની પાસે કામ કરાવી શકયો હોય એવો બીજો કોઈ રાક્ષસ તમારા જાણવામા છે ? હોય તો તેની વિગત લખો

૬૯ કામદેવે ઇદ્રરાજાની સમક્ષ પોતાના પરાક્રમના શા શા બણગા ફુક્યા હતા ?

૭૦ વસંતના ખીલવાથી હિમાલય પર્વત ઉપર કુદરતની કેવી શોભા થઈ રહી હતી અને તેની અસર જુદા જુદાં પશુ પખીઓ તથા માનવ અને કિન્નરાદિ લોકો ઉપર કેવી થઈ હતી તે જણાવો

૭૧ શકરને ચળાવવા મદને કરેલો પ્રયત્ન અને તેનુ આવેલું પરિણામ જણાવો

૭૨. પાર્વતીની તપશ્ચર્યાનું વર્ણન કરો.
૭૩. બટુકે પાર્વતી પાસે જઈ કયા પ્રશ્નો પૂછ્યા હતા ?
૭૪. "કયાં અશુભલક્ષણો શંકર અને કયાં શુભલક્ષણા તું !" આ શબ્દોમાં બટુકે સમાવી દીધેલી શંકર અને પાર્વતીની અસમાનતા વિશેષ રીતે દૃષ્ટાંત આપી સ્પષ્ટ કરો.
૭૫. પાર્વતીએ બટુક પાસે શંકરની મહત્તાનું સમર્થન કેવી દલીલો આપી કર્યું હતું ?
૭૬. સપ્તર્ષિઓએ જોયેલા ઓષધિપ્રસ્થ નગરનું વર્ણન કરો.
૭૭. શંકરના વરઘોડા તથા લગ્નસમારંભનું ટુંક બ્યાન કરો.
૭૮. કુમારના જન્મની પૂર્વકથા સમજાવો.
૭૯. કુમાર કોનો પુત્ર થાય, તે સંબધી કોની કોની વચ્ચે વિવાદ થયો હતો ? અને આખરે એ કોનો પુત્ર ગણાયો ?
૮૦. કુમારની બાળક્રીડા વર્ણવો.
૮૧. યુદ્ધ કરવા નિકળેલા તારકાસુરને કેવા કેવા અપશકુનો થયા હતા ?
૮૨. તારકાસુરને ચેતાવવા શી આકાશવાણી થઈ હતી ? અને તેનો તેણે શો જવાબ આપ્યો હતો ?

## ( ૬ ) મેઘદૂત.

૮૩. મેઘદૂત કાવ્ય કયા પ્રસંગમાંથી ઉત્પન્ન થયું છે તે સવિસ્તર લખો.
૮૪. યક્ષે કરેલું ઉજ્જેનનું તેમજ અલકાનું વર્ણન કરો.
૮૫. યક્ષનું મકાન ઓળખવાને કયી કયી નિશાનીઓ બતાવી છે ?
૮૬. યક્ષપત્નીનું દર્શન કેવી સ્થિતિમાં મેઘને થવાની કલ્પના કરવામાં આવી છે ?
૮૭ યક્ષે મેઘ સાથે પોતાની પત્નીને શો સંદેશો કહાવ્યો હતો ?

## સામાન્ય.

૮૮. "कविकुलगुरुः कालिदासो विलासः" કવિ કાલિદાસને કવિકુલગુરુની ઉચ્ચ પદવી શા માટે આપી હશે તે જણાવો.

૮૯ " उपमा कालिदासस्यः " ઉપમા અલંકારમા કાલિદાસનો જોટો મળે એમ નથી એવું કહેવાય છે, એ વાત જો માનતા હો તો તમારા પુસ્તકમાથી દષ્ટાંતો આપી તે સાબિત કરો

૯૦. 'ભરત વાક્ય' કોને કહે છે ? નાટકમાં એનું સ્થાન ક્યાં ? એનો ઉપયોગ કેટલા પુરતો કરવામા આવે છે, તે એકાદ બે દષ્ટાંત દઈ સમજાવો.

૯૧ કાલિદાસના જન્મ, સમય અને ગ્રંથો વિષે વિવેચન કરો

૯૨ નીચેના વિષયો ઉપર ટુંકા નિબંધો લખો —

(૧) પૂજ્યની અવમાનના શ્રેયને પ્રતિબંધક છે.
(૨) લક્ષ્મી સ્વભાવે ચચળ છે.
(૩) જીવિતની ક્ષણભંગુરતા
(૪) શિક્ષકની ઉત્તમતા તેના જ્ઞાનથી જાણવી કે શિક્ષણની ઉત્કૃષ્ટતાથી ?
(૫) વિનય વીર પુરુષોનું ભૂષણ છે
(૬) અસંતોષ વિના ઉન્નતિ નથી.
(૭) અવદશા અપમાન ખમવા માટે જ છે
(૮) ભવિષ્યના દ્વાર સર્વત્ર ખુલી શકે છે.
(૯) શુકન અપશુકનની ભાવના
(૧૦) વર્ણાંતરે લગ્ન
(૧૧) શિકાર અને તેના લાભાલાભ
(૧૨) શાપનું પરિબળ
(૧૩) દુર્જન અપકારને વશ છે, ઉપકારને નહિ
(૧૪) સ્વેચ્છાચારી મનુષ્ય પરનિન્દાની દરકાર રાખતો નથી.
(૧૫) તેજસ્વી માણસને ઉમરનો બાધ નડતો નથી
(૧૬) "કામી નિશ્ચે જડ સજીવમા ભેદ કૈં ના પ્રમાણે "
(૧૭) "કોને નિત્યે સુખ નભી રહ્યુ, એકલું દુઃખ કોને,
નીચે ઉંચે ફરી રહી દશા, ચક્રધારા પ્રમાણે "

## કેટલાંક નવીન પુસ્તકો :

સૂર્યવંશી રાજાઓનું ચરિત્ર અતિપાવન અને ઉન્નતિકર છે. તેઓ સાર્વભૌમ રાજાઓ હોવા છતાં આમરણાન્ત પવિત્ર, ઉદ્યમી, પરાક્રમી, ધાર્મિક, ઉદાર અને માયાળુ હતા, અપરાધીઓને દંડ આપવામાં તત્પર, સત્ય અને આવશ્યક ભાષણ કરનાર તથા યશસ્વી હતા, કૌમાર અવસ્થામા વિદ્યાભ્યાસ, યૌવનમા વિષયભોગ, વૃદ્ધાવસ્થામા સંન્યાસ અને અંતે યોગમાર્ગે દેહત્યાગ એ આ રાજાઓનુ જાણે કુલવ્રત હતુ

આવા પવિત્ર વંશમા વૈવસ્વત મનુ નામે એક મહાન રાજા થઇ ગયો છે જેમ વેદોમા ૐકાર એ પ્રથમાક્ષર છે તેમ રાજાઓ-મા એ પ્રથમ હતો આગળ જતા એના વંશમા દિલીપ નામે એક પરમ પવિત્ર રાજા થયો હતો જાણે ક્ષત્રિય ધર્મ જ મૂર્તિમાન અવતર્યો હોય એવો કદાવર અને બળવાન ત્હેનો દેહ હતો ત્હેની છાતી પહોળી, ખાંધ બળદના જેવી મજબુત, હાથ લાંબા અને શરીર વૃક્ષની પેઠે ઉન્નત હતા દેહ અને આકાર પ્રમાણે ત્હેની બુદ્ધિ પણ વિશાળ હતી, બુદ્ધિ પ્રમાણે શાસ્ત્રાભ્યાસ પણ ઉંડો, અને ત્હેના કાર્યો પણ તેવા જ ગહન, અને ત્હેમની ફલસિદ્ધિ પણ તેવી જ ઉચ્ચ રહેતી. આવા સુદર અને ભયકર ગુણોને લીધે તે સેવકોના હૃદયમા પ્રેમ અને ભયની છાપ પાડી શકતો તેથી ત્હેની પ્રજા નિયમમા રહી સર્વ કાર્ય કરતી ત્હેમની પાસેથી જે કર લેવામા આવતો, તે ત્હેમના જ હિતનાં કાર્યોમા વપરાતો રાજા પાસે મ્હોટુ સૈન્ય રહેતું પણ તે માત્ર શોભાનુ જ, સર્વ કાર્યો ત્હેના તીક્ષ્ણ બુદ્ધિ અને પરાક્રમી ધનુષ્યની સહાયથી જ થતા.

આત્મરક્ષણ કરવામા તે ભય રાખતો નહિ; ધર્મમા સદા તત્પર રહેતો; લોભ રાખ્યા સિવાય તે ધનસગ્રહ કરતો અને સુખનો ઉપ-ભોગ કરવા છતા તે અનાસક્ત રહેતો ત્હેનામા જ્ઞાન હોવા છતાં મૌનશક્તિ પણ હતી, બળ સાથે ક્ષમા હતી, દાનવીર હોવા છતા ત્હેને આત્મપ્રશસા પસંદ ન હતી, ત્હેનો વિદ્યાભ્યાસ એટલો બધો દૃઢ હતો કે વૃદ્ધ થયા વિના પણ તે વૃદ્ધ ( જ્ઞાનવૃદ્ધ ) ગણાતો સઘળી

પ્રજા ત્હેને પિતાતુલ્ય લેખતી. રાજ્યમાં ચોરનું નામ ન મળે. આવી રીતે પ્રેમ અને ભયથી તે આખી પૃથ્વીનું, એક નગરની માફક રાજ્ય ચલાવતો.

દિલીપ રાજાને અનેક રાણીઓ હતી. તે સર્વમાં મગધરાજ-કન્યા સુદક્ષિણા પટ્ટરાણીપદ ભોગવતી હતી. તે અતિશય રૂપવતી અને પતિવ્રતા સ્ત્રી હતી. રાજાને હજુ સુધી એક પણ સંતાન થયું ન હતું, તેથી ત્હેને સર્વ પ્રકારે સુખ હોવા છતાં, ત્હેના અંતઃકરણમાં એક પ્રકારની વ્યથા થયા કરતી હતી. આખરે ત્હેણે સર્વ રાજ્ય-કારભાર પ્રધાનમંડળને સોંપી પોતે પટ્ટરાણી સાથે વસિષ્ઠગુરુને આશ્રમે જઈ સંતાન માટે પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે એક શુભ દિવસે પ્રાતઃકાળમાં એ દંપતી સુંદર રથમાં બેસી વસિષ્ઠઋષિના આશ્રમ તરફ જવા નીકળ્યાં. આશ્રમને કોઇપણ જાતની પીડા ન થાય એ હેતુથી બહુ જ થોડા, ખપ પૂરતા જ નોકરચાકરો સાથે લીધા

રથે શહેરના રસ્તા મૂકી અરણ્યની વાટ લીધી. હરિયાળાં ખેતરો અને ફુલની વાડીઓમાંથી વાતો સુગંધિ પવન રાજદંપતીની ઘ્રાણેન્દ્રિયોને તૃપ્ત કરવા લાગ્યો. રથનો અવાજ સાંભળીને ઉંચી ડોક કરી ચીસો પાડતા મોરપક્ષીઓના અવાજ વારંવાર કર્ણપટ ઉપર અથડાવા લાગ્યા. અનેક ચપળ હરણાં આમતેમ દોડતાં જણાતાં આકાશમાં લાંબી ડોક કરીને જોઈ રહેલાં સારસપક્ષીઓનું જાણે તોરણ જ બંધાઈ ગયું હોય એમ લાગતું. માર્ગમા આવેલી અનેક તલાવડીઓમાં ખીલેલા સુંદર કમળોમાથી નીકળતો સુગંધિ વાસ રાજદંપતીને આનંદ આપી રહ્યો હતો રાજાની સ્વારી આ રસ્તેથી જાય છે એમ ખબર પડતાં આજુબાજુનાં ગામડાંમાંથી અનેક ભરવાડો તાજું માખણ લાવી રાજારાણીને નજરાણો કરતાં. રાજા ત્હેમને વનવૃક્ષોનાં નામો પૂછતો આ પ્રમાણે અનેક પ્રકારના વિનોદ કરતાં કરતાં રાજ-દંપતી સંધ્યાકાળે ઋષિના આશ્રમ નજીક આવી પહોંચ્યાં.

તે સમયે કેટલાક તપસ્વિલોકો કુશઘાસ અને સમિધ લઇને

